पुंडरिअपमुहा–પુંડરિક પ્રમુખ, પુંડરિક ગણધર વગેરે.

गणहारि–ગણધરો.

તીર્થંકરના મુખ્ય શિષ્યો.

तित्थसिद्धा–તીર્થસિદ્ધો.

अतित्थसिद्धा–અતીર્થસિદ્ધો.

य–અને.

मरुदेवा–મરુદેવી.

गिहिलिंगसिद्ध–ગૃહસ્થલિંગસિદ્ધ.

भरहो–ભરત, ભરત ચક્રવર્તી.

वक्कलचीरी–વલ્કલચીરી.

य–અને.

अन्नलिंगम्मि–અન્યલિંગ સિદ્ધોમાં.

साहू–સાધુ.

सलिंगसिद्धा–સ્વલિંગસિદ્ધો.

थीसिद्धा–સ્રીલિંગસિદ્ધો.

चंदणापमुहा–ચંદના પ્રમુખ, ચંદનબાળા વગેરે.

पुंसिद्धा–પુરુષલિંગસિદ્ધો.

गोयमाई–ગૌતમ આદિ.

गांगेयाई–ગાંગેય આદિ.

नपुंसया–નપુંસકલિંગ.

सिद्धा–સિદ્ધો.

पत्तेय–सयंबुद्धा–પ્રત્યેકબુદ્ધ અને સ્વયંબુદ્ધસિદ્ધો.

भणिया–કહેલા છે.

करकंडु–कविलाई–કરકંડુ અને કપિલ વગેરે.

तह–તથા.

बुद्धबोहि–બુદ્ધબોધિત.

અહીં અંત્ય य નો લોપ થયેલો છે.

गुरुबोहिया–ગુરુથી બોધ પામેલા.

य–અને.

इगसमये–એક સમયમાં.

इगसिद्धा–એક સિદ્ધો.

य–વળી.

इगसमये–એક સમયે.

अवि–પણ.

अणेगा–અનેક.

सिद्धा–સિદ્ધો.

ते–તેઓ.

अणेगसिद्धा–અનેક સિદ્ધો.

य–અને.

(૫) અર્થ-સંકલના :

જિનસિદ્ધો તે તીર્થંકરો, અજિનસિદ્ધો તે પુંડરિક ગણધર વગેરે, તીર્થસિદ્ધો તે ગણધરો અને અતીર્થસિદ્ધો તે મરુદેવા માતા વગેરે.

ગૃહસ્થલિંગ સિદ્ધ તે ભરત ચક્રવર્તી, અન્યલિંગસિદ્ધ તે વલ્કલચીરી, સ્વલિંગસિદ્ધ તે સાધુઓ અને સ્ત્રીલિંગસિદ્ધ તે ચંદનબાળા વગેરે. પુરુષલિંગસિદ્ધ તે ગૌતમ વગેરે, નપુંસક

લિંગસિદ્ધ તે ગાંગેય વગેરે, પ્રત્યેકબુદ્ધસિદ્ધ તે કરકંડુ અને સ્વયંબુદ્ધસિદ્ધ તે કપિલ વગેરે.

તથા બુદ્ધબોધિત તે ગુરુથી બોધ પામેલા, એકસિદ્ધ તે એક સમયમાં એકસિદ્ધ થયેલા અને અનેકસિદ્ધ તે એક સમયમાં અનેક સિદ્ધ થયેલા.

(૬) વિવેચન:

તીર્થંકરો જિનપદ પામીને સિદ્ધ થયેલા છે, માટે તેમને **જિનસિદ્ધ** સમજવા અને પુંડરિક ગણધર વગેરે જિનપદ પામ્યા વિના સિદ્ધ થયેલા છે, તેથી તેમને **અજિનસિદ્ધ** સમજવા. તાત્પર્ય કે જિન તથા અજિન બંને અવસ્થામાં મોક્ષે જઈ શકાય છે.

તીર્થંકર ભગવંતે તીર્થ પ્રવર્તાવ્યું હોય, તે સમયમાં તીર્થનો આશ્રય પામીને જે જીવો મોક્ષે જાય, તે **તીર્થસિદ્ધ** કહેવાય, જેમકે—ગણધર ભગવંતો અને તીર્થંકરો દ્વારા તીર્થનું પ્રવર્તન ન થયું હોય અને તેવા સમયે જે જીવો મોક્ષે જાય, તે **અતીર્થસિદ્ધ** કહેવાય. શ્રી ઋષભદેવ ભગવાનની માતા મરુદેવી કેવળજ્ઞાન પામીને મોક્ષે ગયા, તે વખતે તીર્થંકર દ્વારા તીર્થ પ્રવર્તેલું ન હતું. આ રીતે બીજા પણ જે જીવો આવા સમયે મોક્ષમાં ગયા હોય તે બધા અતીર્થસિદ્ધ કહેવાય. આનો અર્થ એમ સમજવાનો કે તીર્થની અવિદ્યમાનતામાં મોક્ષનો દરવાજો બંધ થતો નથી.

કેટલાક જીવો શરીર પર ગૃહસ્થનો વેશ હોવા છતાં કર્મનો ક્ષય થવાને લીધે મોક્ષ પામે છે, તેમને **ગૃહસ્થ-લિંગસિદ્ધ** જાણવા. દાખલા તરીકે ભરત ચક્રવર્તી. તેઓ અરીસાભુવનમાં ઊભા ઊભા વિવિધ આભૂષણોથી અલંકૃત પોતાના દેહની શોભા જોતા હતા. એવામાં એક આંગળી પરથી અંગૂઠી સરકી પડી અને તે આંગળી વરવી લાગી. આથી તેમણે બીજાં પણ આભૂષણો ઉતારીને શરીરને નિહાળ્યું, તો આખું શરીર શોભારહિત લાગ્યું. આથી તેમને શરીર વગેરેની અનિત્યતા સમજાઈ અને અનિત્ય ભાવનાનો ઉત્કૃષ્ટ આશ્રય લેતાં ચારેય ઘાતી કર્મનો ક્ષય થયો, એટલે કેવલજ્ઞાન પામ્યા અને અનુક્રમે મોક્ષે સિધાવ્યા.

કેટલાક જીવો અન્યલિંગ એટલે તાપસ વગેરેના વેશમાં પણ મોક્ષ પામે છે. મહાત્મા વલ્કલચીરી તાપસના વેશમાં હતા, પણ ભાવશુદ્ધિને કારણે કર્મનો ક્ષય થતાં કેવલજ્ઞાન પામ્યા અને મોક્ષમાં સિધાવ્યા. આવા સિદ્ધોને **અન્યલિંગસિદ્ધ** સમજવા. કેટલાક જીવો જૈન શ્રમણના વેશમાં મોક્ષે જાય છે, તેમને **સ્વલિંગસિદ્ધ** સમજવા. સ્વલિંગ એટલે જિનશાસનનું પોતાનું લિંગ, જિનશાસનમાં નિયત થયેલો સાધુનો વેશ.

લિંગનો અર્થ જાતીયસંજ્ઞા કરીએ તો **સ્ત્રીલિંગ**, **પુરુષલિંગ** અને **નપુંસકલિંગ** એ ત્રણેય લિંગમાં જીવો મોક્ષે જાય છે. દાખલા તરીકે ચંદનબાળા સ્ત્રી

હતાં, ગૌતમસ્વામી વગેરે પુરુષ હતા અને ગાંગેય વગેરે (કૃત્રિમ) નપુંસક હતા. કેટલાક એમ માને છે કે સ્ત્રીલિંગે મોક્ષ ન મળે, તેનું આ વિધાનથી નિરસન થાય છે.

કેટલાક જીવો સંધ્યાના રંગ, વૃદ્ધત્વ વગેરે નિમિત્તો પામીને વૈરાગ્યવાન બને છે અને મોક્ષે જાય છે, જેમકે રાજર્ષિ કરકંડુ; તો કેટલાક જીવો સંધ્યાના રંગ, વૃદ્ધત્વ આદિ કોઈ પણ નિમિત્ત પામ્યા વિના, તેમજ ગુરુના ઉપદેશ વિના પણ મોક્ષમાં જાય છે, જેમકે મહાત્મા કપિલ. તેમજ કેટલાક જીવો ગુરુથી બોધ પામીને ચારિત્ર ગ્રહણ કરે છે તથા તેના નિરતિચાર પાલનથી મોક્ષે જાય છે, તેમને અનુક્રમે **પ્રત્યેકબુદ્ધસિદ્ધ**, **સ્વયંબુદ્ધસિદ્ધ** અને **બુદ્ધબોધિતસિદ્ધ** જાણવા.

કેટલીક વાર એક સમયમાં એક જીવ મોક્ષે જાય છે, તેમને **એકસિદ્ધ** સમજવા અને કેટલીક વાર એક સમયમાં અનેક જીવો સિદ્ધ થાય છે, તેમને **અનેકસિદ્ધ** સમજવા.

સિદ્ધ ભગવંતોની સ્તુતિના અધિકારે કહેવાયું છે કે—

सिद्धाणं बुद्धाणं, पारगयाणं परंपर–गयाणं ।
लोअग्गमुवगयाणं, नमो सया सव्व–सिद્ધाणं ॥

'જેઓ સિદ્ધ છે, બુદ્ધ છે, પારગત છે, પરંપરાગત છે અને લોકના અગ્રભાગે ગયેલા છે, એવા સર્વ સિદ્ધોને સદા નમસ્કાર હો.'

અહીં સિદ્ધ વિશેષણથી આઠે કર્મનો ક્ષય કરનાર, બુદ્ધ વિશેષણથી સર્વજ્ઞ અને સર્વદર્શી, પારંગત વિશેષણથી સંસારનો પાર પામેલા, પરંપરાગત વિશેષણથી ગુણસ્થાનકની પરંપરાનો આશ્રય લઈ મોક્ષમાં જનારા, એવો અર્થ અભિપ્રેત છે.

મોક્ષમાં જનારા સર્વ જીવો કર્મરહિત થાય કે પોતાની સ્વાભાવિક ઊર્ધ્વ ગતિથી લોકના અગ્રભાગે રહેલી સિદ્ધશિલામાં પહોંચી જાય છે અને ત્યાં સદાકાલ સ્થિર રહે છે.

આવા સર્વ સિદ્ધ ભગવંતોને ત્રિવિધ વંદન કરી નવ-તત્ત્વ-પ્રકરણ પરની દીપિકા નામની વૃત્તિ પૂરી કરીએ છીએ.

સર્વ જગતનું કલ્યાણ હો.

પૃષ્ઠસંખ્યા

૪૩૨ + ૭૨ = ૫૦૪